॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

# ॥ भावात्मक् सूक्ष्म प्रातःसंध्या ॥

## Short and effective Morning Prayer for The Twice born Vaishnavas.

योऽधीतेऽहन्य हन्ये तां त्रीणि वर्षाण्य तन्द्रितः ।
सब्रह्म परम्येति वायुभूतः ख भूर्तिमान् ॥

મ. અ. ૨ શ્લોક ૮૨.

ભાવાર્થઃ—જે પુરૂષ આળસનો ત્યાગ કરી, ત્રણુ વર્ષ સૂધી વિધીપૂર્વક સપ્રેમ ગાયત્રી ગાન કરે છે, તે વાયુરૂપ થઇ શકે છે એટલે મરજીમાં આવે ત્યાં જઈ શકે છે. આકાશના જેવો વ્યાપક થઈ શકે છે અને परब्रह्मને પામે છે.


લેખક તથા પ્રસિદ્ધકર્તા:
મહારાજ સુંદરદાસ વીરભાનુ
સુંદરનિવાસ, ઠઠ્ઠા-સિંધ.



સન ૧૯૨૪. ] પ્રત ૧૦૦૦ [ સંવત ૧૯૮૦.
કીંમત ૦-૨-૦.

। श्रीगोपीजनवल्लभाय नमः ।

# ઉપોદ્‌ઘાત.

## પ્રથમાવૃત્તિ.

ઇશ્વર પ્રણીત્ વેદોક્ત સંસ્કારને પામેલા એવા ઉત્તમોત્તમ બુદ્ધિ સમ્પન્ન આર્ય દ્વિજોને વિદિતજ છે કે **संध्यावंदन** કર્યા વિના ઉપનયન સંસ્કારવાલો પુરૂષ શૂદ્રત્વને પામે છે. પરમાત્માની કૃપાથી અને સત્પુરૂષોની પ્રેરણાથી હમણાં દ્વિજ જ્ઞાતિમાં સંધ્યાવંદન કરવાની કિંચિત્ ઇચ્છા પ્રકટી નીકળી છે જેને તૃપ્ત કરવા વિવિધ પ્રયત્નો પણ થઇ રહ્યા છે.

પ્રિય વાંચક ! આ તમોગુણ પ્રધાન કળિકાળમાં મનુષ્યોને અવકાશ ઘણો નહિ મળવાને લીધે પ્રમાણ ભૂત એવી "સૂક્ષ્મ સંધ્યા" તેઓને શીખડાવવાનું શુભ પ્રયત્ન કરવો જોઇએ. જેથી તેઓ પ્રસન્ન ચિત્તવડે કંટાળા વગર સંધ્યારંભ કરે અને એવી રીતે તેઓની મનોવૃત્તિ એવા પરમાવશ્યક કર્તવ્યમાં સંલગ્ન થવાથી બુદ્ધિ નિર્મળ થઈ શકશે. શ્રીકૃષ્ણ કૃપાવડે એવી બુદ્ધિ શોધક સૂક્ષ્મ સંધ્યા શીખડાવવાનું શુભ પ્રયત્ન વૈ. ચ. જે. પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય ઠઠ્ઠામાં થઇ રહ્યું છે. ઘણા પુરૂષોનો એવો વિચાર થયો કે આ સૂક્ષ્મ સંધ્યા ગ્રંથાકારે બાહેર પ્રકટ થાય તો ઘણાઓને લાભ થાય. એજ ઉદ્દેશથી આ સંધ્યાગ્રંથનું અવત્તરણ કરવામાં આવ્યું છે.

**મહારાજ સુંદરદાસ વીરભાનુ.**

# બીજી આવૃત્તિ.

સુજ્ઞ વાંચક ! જરા ધ્યાનપૂર્વક નીચેના શબ્દો ઉપર પોતાના નેત્રો સ્નેહ સાથે સ્થિર કરી, આ **દિવ્ય-વાક્ય-રસાયણ-** હૃદયમાં ઉતારજો અને તે વાક્યો ઉપર વિચાર ચલાવી પછી તમારી યોગ્યતાના પ્રમાણમાં નિશ્ચય બળથી તમારી ઈચ્છા-**જ્યોતિ** જગાવી વર્તણુંક કરવા કટિબદ્ધ થશો તો પોતે પોતાની વર્તમાન અને ભવિષ્ય પ્રજાને સ્વસ્થ, આરોગ્ય, આયુષ્યમાન, **શ્રીસમ્પન્ન** બનાવવા સમર્થ થયા વિના રહેશો નહિ.

ભારત વર્ષ આખા ભૂમંડળમાં પવિત્ર ભૂમિ છે અને ભારત-વાસી **આર્ય** પ્રજા સૃષ્ટિમાંહેની સર્વ પ્રજાઓ કરતાં સંસ્કારી સર્વ હુન્નર કળાઓમાં સંપૂર્ણ રીતે પ્રવીણ હતી. તે ઉત્તમોત્તમ પ્ર**જાના** આપણે સંતાન છીએ પરંતુ પ્ર**જાની** સર્વોત્તમતા તેની સર્વોત્તમ બુદ્ધિ ઉપર આધાર રાખે છે; અને **સર્વોત્તમ બુદ્ધિ સંધ્યાસેવન વિના અશક્ય** છે. કારણ કે વેદ સર્વ વિદ્યાનો ભંડાર છે અને સંધ્યાના મંત્રો મન્ત્રદષ્ટા મહર્ષિઓએ વેદોમાંથી તારવી કાઢયા છે. તેથી સંધ્યા કરવાથી વેદાધ્યયન જેટલું ફળ મળે છે એટલે સંધ્યાવંદનથી સર્વોત્કૃષ્ટ બુદ્ધિ થાય છે.

પણ

હમણાં ઉલટો પ્રવાહ વહેવા માંડયો છે. આપણી પ્રવૃતિ આપણી બુદ્ધિને સર્વોત્તમ કરવા કરતાં મલીન કરવાના સાધનો તરફ ઘણુંજ વલણ કરે છે; આપણો સર્વ લક્ષ દ્રવ્ય સંપાદન કરવામાં અને ક્ષણિક લૌકિક વિદ્યા તરફ કેદ થયલો છે તેથી ધર્મહાની થઈ રહી છે.

પ્રિય વાંચક ! આપણો જાતિ સ્વભાવ બિલકુલ તેવો નથી માત્ર પર-પ્રજાના સંસર્ગદોષથી આપણને અપવિત્ર કેફ ચડે છે. તેથી આપણે ધર્મથી વિમુખ થઇએ છીએ. તેથી કૃપા કરી જાગૃત થઈ આપણા પૂર્વજોના અમૂટ ધન સંચયાને ગ્રહણ કરો !!!

પહેલી આવૃત્તિની નકલો ખપી જવાથી તેની ઘણી માગણી થવાથી આ નવા ઉપોદ્ઘાત સાથે આ બીજી આવૃત્તિ પ્રકટ કરી છે તેનો આદરપૂર્વક ઉપયોગ કરશો તો તમારા ગૃહસ્થાશ્રમોમાં રિદ્ધિસિદ્ધિ યુકત દેવી બળ વિરાજમાન થશે એમ નિશ્ચય કરી જાણશો.

**મહારાજ સુંદરદાસ વીરભાનુ.**

# સંધ્યાફળ દર્શન.

૧. શારીરિક આરોગ્યતા.

૨. સર્વોપરિ બુદ્ધિ.

૩. ધન, ધાન્ય અને સર્વ ઉચ્ચ સંપત્તિઓના વચ્ચમાં જીવાત્માનું આકર્ષણ.

૪. આયુષ્યની વૃદ્ધિ.

૫. વેદ રહસ્યની સ્વાભાવિક રીતે હ્રદયમાં સ્ફૂર્તિ.

૬. શ્રી પરમાત્માનો સાક્ષાત્ અનુભવ.

ઉપરોક્ત સંધ્યા ફળ સંધ્યા કરનારાઓને પ્રાપ્ત થયો છે, થાય છે અને થશે. પણ **એકાગ્ર ચિત્તથી** વિધિપૂર્વક અને મંત્રોના અર્થનું અભ્યાસ કરનારાઓને થશે. મંત્રોનો અર્થ હ્રદયમાં આરૂઢ થાય તે માટે આ ગ્રંથમાં શબ્દાર્થ પણ આપ્યો છે.

એક એક મંત્રનું ઉચ્ચાર કરતી વખતે તે મન્ત્રના અર્થનું રહસ્ય જયારે હ્રદયમાં રમણ કરે ત્યારેજ સંધ્યાવંદન કર્યું કહેવાય.

સંધ્યા વિધિની કેળવણી પણ કોઈ અનુભવી પુરૂષની છાયામાં બેસી લેવાથીજ સંધ્યા સુંદર રીતે ફળિત થાય છે. માત્ર વાંચી સંધ્યા કરવાથી સંધ્યાનો સંપૂર્ણ સ્વાદ મળી શકતો નથી.

# સંધ્યા સાહિત્ય સંચય.

---

સંધ્યા કરવા ઇચ્છનારે નીચેના પ્રાથમિક સાહિત્યો ભેળાં કરવાં.

૧. **સેવા મઞ્જુષ**—એટલે સંધ્યા સાહિત્ય રાખવા માટે એક નાની પેટી અને એક નાની પાટલી તૈયાર કરાવવી. સંધ્યા કરતી વખતે પાત્ર રાખવા માટે તે પાટલી ઉપયોગી છે. તે પેટીમાં **શ્રીભગવદ્ સ્વરૂપ** અને **ગુરૂસ્વરૂપ** વિરાજમાન કરવા માટે એક સિંહાસન પણ નિર્માણ કરાવવો. તે પેટી એવી નાની અને હલકી હોવી જોઇએ કે તે આપણે પ્રવાસમાં પોતાની સાથે સહેલાઈથી લઇ શકીએ.

૨. રેશમી અથવાં શણની પીતામ્બરી અથવા શુદ્ધ ધોતી તથા એક ઉપવસ્ત્ર.

૩. દર્ભાસન અને કંબળાસન્-ગાલીચાનું આસન—

૪. પંચપાત્ર, આચમની, તિષ્ટિ, અર્ગીઓ એ ત્રાંબાના અથવા ચાંદીના પાત્ર લેવા.

૫. કંકુ, કેસર, અગરબત્તી, ચંદનકાષ્ઠ, ઓરસી, સીપ, અને તિલક દેવાને માટે છાપો.

૬. કેશ સંવારિણી-ફણી-, નેત્રાઞ્જન, સળિકા અને એક નિર્મળ દર્પણ.

---

# સંધ્યારંભ.

જે વૈષ્ણવે બ્રહ્મસંબંધની દીક્ષા લીધી છે તે જો કદી ભગવદ્ સેવા નથી કરતો તો તેને ગુરૂ આજ્ઞા ઉલ્લંગન જેટલો અપરાધ પડે છે, પણ આજ કાલ દરેક મનુષ્યને એટલો અવકાશ નથી કે તે સંપૂર્ણરીતે શ્રીભગવદ્ સેવા કરી શકે. તેથી સંધ્યા કરતી વખતેજ દીનાનાથ, કૃપાળુ શ્રીકૃષ્ણ અને સદ્‌ગુરૂની ભાવ સાથે સાધારણ સેવા પણ કરવી જોઇએ, તે પણ દયાનિધાન પ્રભુ જરૂર માનશે. તેથી શ્રીનાથજી અને શ્રીમહાપ્રભુજીના દિવ્ય, મનોહર રમણિક સ્વરૂપ–ચિત્રજી પધરાવવા તેઓ સેવા મંજુષમાં સિંહાસન ઉપર વિરાજમાન કરવાં.

સંધ્યા કરી રહ્યા પછી ફળ, ફૂલ, મેવો, મિશ્રી, વગેરે ભાવથી શક્તિનુસાર તેઓશ્રીને અર્પણ કરવાં. થઇ શકે તો શુદ્ધ જળની ઝારી આરોગાવવી. એમ કરવાથી અનંત ફળની પ્રાપ્તિ થયા વિના રહેશેજ નહિ.

## સમય.

સંધ્યા કરનારે उषःकाल એટલે બરોબર સ્ટેન્ડર્ડ ૫ વાગે ઉઠવું. એ ઉત્તમ કાળ છે. એને બ્રાહ્મમૂર્ત કહે છે. એ સમયે ન ઉઠાય તો મધ્યમકાળમાં એટલે अरुणोदय એટલે ૫।।। વાગે ઉઠવું. એ વખતે પણ ન ઉઠી શકાય તો प्रातःकाळ એટલે ૬। વાગે ઉઠવું. તે બિલકુલ કનિષ્ઠ કાળ છે. તેમાં લાચાર જરૂર

ઉઠવું. ઉઠતાં વેંતજ શ્રીકૃષ્ણ, શ્રીમહાપ્રભુ, શ્રીયમુનાજી અને મંત્ર દીક્ષા આપનારા સદ્‌ગુરૂનું સ્મરણ કરવું. પછી આયુષ્યની અને આરોગ્યની વૃદ્ધિ ઈચ્છનારે **સવારમાંજ** મળમૂત્રનું ત્યાગ કરવા જરૂર ટેવ પાડવી, અને મૃતિકા (સાબુ સાથે નહિ) અને જળ વડે હાથ પગ શુદ્ધ રીતે ધોવાં. પછી ઔષધિનું દાતણ કરી ઠંડા જળ સાથે ૧૨ કોગળા કરવાં, નેત્રોમાં શીતળ જળનું છિરકાવ કરી મુખ ધોવું.

નોટ—કોઇ પણ સુજ્ઞ પુરૂષે આર્ય લોહીને વર્ણસંકર કરનારા પશુઓના વાળવાળા બ્રશ સાથે અને અપવિત્ર પાઉડર સાથે મુખ બિલકુલ સાફ કરવું નહિ, જેથી મુખમાં ઉલટીજ દુર્ગંધી પેદા થાય છે.

તે પછી શુદ્ધ જળ વડે શરીરને ધોઇ **શિખા પર્યંત** સ્નાન કરવું. **પ્રાતઃકાળમાં** સ્નાન કરવાથી મનુષ્યમાં રૂપ. તેજ, શક્તિ **પવિત્રતા, આયુષ્ય, આરોગ્યતા, નિસ્પૃહપણું, નઠારા સ્વપ્નનું નાશ,** ધીરજ અને **ઉત્તમબુદ્ધિની પ્રાપ્તિ** થાય છે. એમ અનુભવ સંપન્ન પુરૂષો કહે છે. તેથી પ્રાતઃકાલેજ સ્નાન કરવું. સ્નાન કરી સૂકા ટોવેલ સાથે શરીરને, અવશ્ય સારી રીતે પોછવું પછી આવડતો હોય તો શ્રીયમુનાષ્ટકનો પાઠ કરવો. પછી શુદ્ધ ધોતી ધારણ કરી તેના ચારે ખુણા અંદર નાખી, ડાબા ખભાપર ઉપવસ્ત્ર ધરી એકજ મુકરર કરેલ **સંધ્યા સદનમાં** ઉપસ્થિત થવું. પછી શ્રીનાથજી અને મહાપ્રભુજીને જગાડી, સિંહાસન ઉપર વિરાજમાન કરી તેઓને સાષ્ટાંગ દંડવત કરી આસન ઉપર

પૂર્વાભિમુખ બેસવું. તેથી અગાઉ એક તાજા જળનો લોટો ભરી રાખવો. તે જળમાંથી પંચપાત્ર ભરવું. પ્રથમ પોતાના મસ્તકના કેશ સીધા કરી નેત્રાંજન વગેરેની ક્રિયા કરી પ્રભુના પ્રસાદી કુંકુમ સાથે લલાટ ઉપર શ્રીકૃષ્ણ ચરણ કમળની આકૃતિ તેજસ્વી ઉદ્દર્વપુંડ્ર તિલક અષ્ટાક્ષર મંત્ર–श्रीकृष्णः शरणं ममः બોલી કરવો. શ્રીકૃષ્ણ ચરણ કમળના દિવ્ય રજથી સુગંધિત થયેલી શ્રીયમુનાજીની રજ હોય તો તે પોતાના મસ્તક વગેરે અંગો ઉપર લગાડવી, પછી ચિત્તને સ્વસ્થ કરી સંધ્યાનું આરંભ કરવું.



॥ श्रीकृष्णाय नमः ॥

# ॥ अथ प्रातःसंध्याः ॥



"सं" સારી રીતે "ध्यै" એટલે ધ્યાન કરવું. संध्या શબ્દનો અર્થ "સારી રીતે ભગવદ્ ધ્યાન્" કરવું એનો થાય છે; અથવા संध्या એટલે પ્રભુ સાથે સંયોગ કરવો. સંધ્યા કરતી વખતે સંધ્યા કરનારનું પ્રભુ સાથે સંબંધ થાય છે. આ પ્રાતઃસંધ્યા જે વખતે અંધકારમય રાત્રીનો મેળાપ રમણીય દિવસ સાથે થાય છે તે વખતે કરવાની છે. જે વખતે સંધ્યા કરવા સારૂ આસન ઉપર બેસવું, તે વખતે એવી ભાવના કરવી કે મ્હારૂં મન અંધકારમય રજનીમાંથી નીકળી જ્ઞાન-પ્રેમસ્વરૂપ श्रीकृष्ण-रूपी અપ્રાકૃત દિનપ્રભામાં પ્રવેશ કરે છે.

## १ देशशुद्धिकारक मंत्र.

ॐ अपवित्रः पवित्रो वा सर्वात्रस्थां गतोऽपिवा ।
यः स्मरेत् पुंडरीकाक्षं स बाह्याभ्यंतरः शुचिः ॥१॥

सान्वयपदार्थ—ॐ ( અક્ષરબ્રહ્મ ) यः (જે) अपवित्रः वा पवित्रः ( અપવિત્ર અથવા પવિત્ર ) सर्वं (બધી) अवस्थाम् ( કાલ

તોમાં) गतः (હોવા) अपि ( છતાં ) यस्मरेत् ( જે સ્મરણ કરેછે ) पुण्डरीकाक्षं ( કમળ નયન, શ્રીકૃષ્ણ ) स (તે) बाह्याभ्यंतर (બાહિરથી ને અંદરથી) शुचिः (પવિત્ર) ( भवेत् ) ( થાય છે. )

**ભાવાર્થ**:—પવિત્ર અથવા અપવિત્ર કોઇ પણ અવસ્થામાં મનુષ્ય હોય, તોપણ જો કદી શુદ્ધ ભાવથી કમળ નયન શ્રીકૃષ્ણનું અમૃત નામ સ્મરણ કરે છે તો અંતર અને બાહિરથી પરમ પવિત્ર થાય છે.

## २ आचमन.

ॐ केशवाय नमः स्वाहा

ॐ नारायणायनमः स्वाहा

ॐ माधवायनमः स्वाहा

ઉપરોક્ત ત્રણ આચમનની ભાવના—

આચમન કરવા સારૂ જે વખતે હસ્તમાં જળ ધારણ કરવામાં આવે છે તે વખતે જળના દર્શન કરવાં. શ્રીગીતાજીમાં ભગવાન કહે છે કે रसोऽहमप्सु જળમાં રસ હું છું. ભગવદ્-રસ શાન્તગુણ જળમાં વિરાજે છે. જેથી તેનું આચમન કરવાથી અંતર પવિત્ર થાય છે, રોગની નિવૃત્તિ થાય છે કારણ કે સર્વોષધી જળથીજ પોષાય છે, કંઠ દિવ્ય થાય છે. એવી આચમન વખતે ભાવના કરવી, દેવોનો દેવ **કેશવ**, બ્રહ્માનું કારણ **નારાયણ**,

અને મધુદૈત્ય સંહારક માધવના દર્શન તે આચમનવાળા જળમાં કરવાં અને તેઓને વંદન કરવું. તે પછી **હસ્ત પ્રક્ષાલન**

ॐ गोविंदायनमः

# ३ शिखाबन्धनम्

## गायत्री मंत्र.

ॐ भूर्भुवः स्वः तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियोयोनः प्रचोदयात् ॥

**सान्वयपदार्थः**—ॐ (જ્ઞાનથી ભરપુર તેજ) भूः (નીચેનું લોક, પૃથ્વી, સત, અસ્તિત્વ) भुवः (અન્તરિક્ષ ધામ, સ્વર્ગ વગેરે, ચિદ, ચૈતન્ય) स्वः (ઉપરનો લોક, સત્ય લોક, આનંદ) सवितु (પેદા કરનાર) देवस्य (પરંબ્રહ્મનું) तत् (તે) वरेण्यं (સેવનીય પ્રેમ કરવા લાયક) भर्गः (પ્રકાશ) धीमहि (ધ્યાન ધરીએ છીએ) यः (જે) नः (અમારી) धियः (બુદ્ધિ) प्रचोदयात् (સારા કર્મોમાં પ્રેરે)

**ભાવાર્થ**—સકળ સૃષ્ટિ કારણ પરબ્રહ્મ શ્રીકૃષ્ણનું અનુપમ સર્વથી ઉત્તમ-પ્રકાશ જે પરમ સેવનીય છે તેનું અમે ધ્યાન ધરીએ છીએ. જે અમારી બુદ્ધિને શ્રેષ્ઠ કર્મોમાં પ્રેરે.

### શિખા બંધનની ભાવના.

જેવી રીતે દોરડા વડે બાંધેલો પક્ષી ક્યાંએ ઉડી શકતું નથી તેવીજ રીતે સર્વ ભાવ ઉત્પન્ન કરવામાં કારણ જે મન છે

તે શિખા બંધનથી કયાં પણ ભટકી શકતો નથી પણ માત્ર ગાયત્રી મંત્રના ઉચ્ચ રહસ્યમાં સ્થિર થાય છે. એવી રીતે ચોટલી બાંધતી વખતે મન-પક્ષીને બાંધવાની ભાવના કરવી.

## ४ प्राणायाम मन्त्र.

ॐ भूः ॐ भुवः ॐ स्वः ॐ महः ॐ जनः
ॐ तपः ॐ सत्यं ॐ तत्सवितुर्वरेण्यं
भर्गो देवस्य धीमहि धियोयोनः प्रचोदयात् ।
ॐ आपो ज्योति रसोमृतं ब्रह्म भूर्भुव स्वरोम ॥

**सान्वयपदर्थः**—ॐ भूः (અસ્તિત્વ) ॐ भूवः (જ્ઞાન) ॐ स्वः (આનંદ) ॐ महः (શ્રેષ્ઠતા) ॐ जनः (જનન શક્તિ) ॐ तपः (સર્વ દુઃખ સહન કરવાની શક્તિ) ॐ सत्यं (સત્ય નિષ્ઠા) सवितु (પેદા કરનાર) देवस्य (પરંબ્રહ્મનું) तत् (તે) वरेण्यं (સેવનીય) भर्गः (પ્રકાશ) धीमहि ધ્યાન ધરીએ છીએ) यः (જે) नः (અમારી) धियः (બુદ્ધિ) प्रचोदयात् (સારા કર્મોમાં પ્રેરે) आपः (જળ સ્વરૂપ બ્રહ્મ) ज्योतिः (જ્યોતિ સ્વરૂપ બ્રહ્મ) रसः (રસ સ્વરૂપ બ્રહ્મ) अमृतम् (મોક્ષ સ્વરૂપ બ્રહ્મ) ब्रह्म (સૃષ્ટિનુ અવિકૃત કારણ) भूर्भुवः स्वरोम् (ઉત્પતિ સ્થિતિ અને લય કરનારી શક્તિ) (છે)

**ભાવાર્થ**—પરમાત્મા શ્રીકૃષ્ણનું સર્વશકિતયુકત તેજ સર્વ લોકમાં વ્યાપક છે તે અલૌકિક તેજ જળસ્વરૂપ, રસસ્વરૂપ

અને અમૃતસ્વરૂપ છે.

**ભાવના:**—પ્રાણાયામ કરતી વખતે સર્વ વ્યાપી ભગવદ્ તેજમાં મન પ્રવેશ કરે છે જેથી મનની વિશુદ્ધ અવસ્થા થતાં તે સર્વ શક્તિ યુક્ત તેજ સાથે એકીભૂત થાય છે એવી પ્રબળ ભાવના કરવી.

## ५ संकल्प मंत्र.

**ॐ ममोपात दुरित क्षयार्थं श्रीकृष्ण प्रीत्यर्थं प्रातः संध्योपासनमहं करिष्ये ॥**

**સાન્વયપદાર્થઃ**—मम ( મ્હારા ) उपात ( થયેલ ) दुरित (પાપ) क्षयार्थं ( નાશ કરવા માટે ) श्रीकृष्ण ( ભગવાન્ ) प्रीत्यर्थं (પ્રેમ સંપાદન કરવા માટે) प्रातः ( સવારની ) संध्या ( સંધ્યા ) उपासनं ( ઉપાસના ) अहं ( હું ) करिष्ये ( કરૂં છું. )

**ભાવાર્થ:**—દૃઢ નિશ્ચય સાથે સંકલ્પ કરવો કે હું મ્હારા સમગ્ર પાપ ભસ્મીભૂત કરવા સારૂ શ્રીકૃષ્ણની પ્રસન્નતા સંપાદન કરવા માટે ભગવદ્ આજ્ઞા રૂપ પ્રાતઃ સંધ્યા કરૂં છું.

**ભાવના**—મનુષ્ય વૃક્ષનું બીજ છે મન. એવા મન રૂપી બીજને દિવ્ય કરવા સારૂ સર્વથી ઉચ્ચ નિશ્ચય કરવાની આવશ્યક્તા છે તેથી મનની અંદર જે પાપમય મલીનતા રહેલ છે તેને દગ્ધ કરવા સારૂ અને વેદમયી બુદ્ધિ કરવા સારૂ હું પ્રાતઃ સંધ્યા કરૂં છું. એવી નિશ્ચયની ઉપરોક્ત સંકલ્પ સાથે અચલ અગ્નિ પ્રકટ કરવી

# ६ आचमन् मन्त्र.

**ॐ सूर्यश्च मामन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यः पापेभ्यो रक्षतां, यद्रात्र्या पापमकार्षं, मनसावाचा हस्ताभ्यां, पदभ्या-मुदरेण शिश्ना, रात्रिस्तदवलुंपतु यत्किंचिदुरितं मयि, इदमहं माममृतयोनौ, सूर्ये ज्योतिषि जुहोमि स्वाहा ॥**

**सा-न्वयपदार्थः**—सूर्यः ( સૂર્ય બ્રહ્મ ) च અને मन्यु ( યજ્ઞ-બ્રહ્મ) मन्युपतयः ( યજ્ઞપતિઓ ) मन्युकृतेभ्यः ( અવિધિપૂર્વક કર્મ કૃત ક્રોધથી ) पापेभ्यः ( પાપોથી ) मा ( મ્હારી ) रक्षन्ताम, ( રક્ષા કરો ) यद् ( જે ) रात्र्या ( રાત્રિએ ) मनसा ( મનથી ) वाचा ( વચનથી ) हस्ताभ्याम् ( બે હાથથી ) पदभ्याम् ( બે પગથી ) उदरेण ( પેટથી ) शिश्ना ( લિંગથી ) पापं ( પાપ ) अकार्षं ( કીધાં છે ) तत् ( તે ) रात्रि ( રજનિ, આધિદૈવિક સમય ) अवलुंपतु ( દૂર કરે ) यत् ( જે ) किंचित् ( કાંઇ ) दुरितं ( બીજુ પાપ ) मयि ( મારામાં ) इदं ( આ ) ( પાપ ) अहं ( હું ) माम् ( મારા ) अमृतयोनौ ( ભક્તિ મુક્તિના કારણ રૂપ ) ज्योतिषि ( હૃદયના મધ્યમાં રહી પ્રકાશ કરનાર) सूर्ये ( સૂર્ય ભગવાનમાં) जुहोमि ( હોમું છું ) स्वाहा ( સફળ થાઓ. )

**ભાવાર્થ:**—આધિ દૈવિક સૂર્ય, યજ્ઞરૂપ વિષ્ણું, યજ્ઞપતિ બ્રહ્માત્મક ઇન્દ્ર, એ સર્વે અવિધિપૂર્વક કરેલાં કર્મોથી ઉદ્ભ-વેલાં પાપોથી મ્હારી રક્ષા કરો. રાત્રીમાં મેં જે પાપો મન,

વાણી, હસ્ત, ઉદર, અને શિશ્ન સાથે કીધાં હોય તેઓ નષ્ટ થાઓ અને જે અન્ય પાપો મ્હારી અંદર છે તેઓ પણ દગ્ધ થાઓ. એ માટે મારા હૃદયકમળની અંદર અમૃત યોનિ–જ્યોતિ સ્વરૂપ સૂર્યાગ્નિમાં હવન કરૂં છું અને આ મારો હવન ફળીભૂત થાઓ એટલે ફરીથી હું પાપ નહિ કરૂં

**ભાવના**—દરરોજ જાણુ–અજાણુમાં મનુષ્યથી ઘણાંજ પાપો થાય છે, તે પ્રભુની જુદી જુદી શક્તિઓ સાક્ષીવત્ જોઇ રહી છે. તે સર્વ પાપો દૂર કરવા અને પૂર્વ જન્મના પણ પાપો ક્ષય કરવા સારૂ સર્વ શકિતઓનો નાથ–ભગવાનના શરણુમાં રહી હૃદયમાં રહેલી દિવ્ય આદિ દૈવિક અગ્નિમાં સર્વ ઔષધી-મય જળ, સામગ્રીની આ આચમન્ સાથે આહુતી આપવાથી જીવ શુદ્ધ–બુદ્ધ થાય છે. એવી ભાવના કરવાની દરરોજ બિલકુલ ઘણી આવશ્યક્તા છે.

**ॐ केशवाय नमः स्वाहा ॥ ॐ नारायणाय नमः स्वाहा ॥ ॐ माधवाय नमः स्वाहा ॥ ॐ गोविंदाय नम स्वाहा ॥**

## ७ मार्जन् मन्त्र.

**ॐ आपो हिष्ठा मयो भुवः**
**ॐ तान उर्ज्जे दधातन**
**ॐ महेरणाय चक्षसे**
**ॐ योवश्शिव तमो रसम्**

ॐ तस्य भाजयतेह न

ॐ उशतीरिव मातरः

ॐ तस्मारङ्ग मामव

ॐ यस्य क्षयाय जिन्वथ

ॐ आपोजन यथाचनः

**સાન્વયપદાર્થઃ**—આપઃ ( હે જળ સ્વરૂપ ) ब्रह्म ( સર્વ પ્રાણીઓને ) मयो भुवः ( સુખ આપનાર ) हिष्ठा ( થાઓ ) ताः ( તે જળ ) नः ( અમને ) उर्ज्जे ( અન્ન માટે ) दधातन ( સ્થાપો ) महे ( મોટા ) रणाय ( બ્રહ્મ દર્શન માટે ) ( અને ) चक्षसे ( પ્રવચન માટે સ્થાપો ) ( હે જળ સ્વરૂપ બ્રહ્મ ) यः ( જે ) व ( તમારો ) शिवतमः ( કલ્યાણકારી ) रसः ( રસ ) ( છે ) तस्य ( તેના ) भाजयत ( ભાગીદાર કરો ) इह ( અહીંઆ ) नः ( અમને ) उशती ( ઇચ્છતી ) इव ( જેમ ) मातर ( માતા ) ( જેમ માતા પોતાના પુત્રનું ભલું ઇચ્છતાં તેને રસથી પોષણ કરે છે તેમ ) तस्मै ( તે માટે ) आपः ( હે રસરૂપ જળ ) अहं ( ચારે ભણીથી ) वः ( તમને ) गमाम ( પામીએ છીએ ) यस्य ( જેના ) क्षयाय ( નિવાસ માટે ) नः ( અમોને ) जिन्वथ ( તૃપ્તિ આપો છો ) जनयथा ( પ્રજા ઉત્પન્ન કરવામાં સમર્થ કરો. )

**ભાવાર્થ:**—હે જળરૂપ **ब्रह्म** આપ સુખદાતા છો આપ કૃપા કરી અમને પુષ્ટિકારક અન્ન દાન કરો, આપના દર્શનાર્થે અમને અધિકારી કરો. હે **ब्रह्मरूप** જળ જેવી રીતે માતા પોતાના

બાળકને દૂધપાન કરાવી તેને પોષે છે, તેવીજ રીતે આપ કલ્યાણ-કારી રસથી અમને પોષો જે રસના એક અંશથી આપ જગતને તૃપ્ત કરો છો તે રસથી અમે સદા તૃપ્ત રહીએ.

**ભાવના:**—માર્જન-શુદ્ધિ-મંત્રમાં એટલી શક્તિ છે કે જે પુરૂષ અર્થ પૂર્વક ઉચ્ચાર કરતાં નિત્ય જળ સાથે શરીરને માર્જન કરે છે તેનું સર્વ ઇન્દ્રિયો સહીત અંગ શુદ્ધ થઇ ઉત્તમોત્તમ આકર્ષણ શક્તિને પ્રાપ્ત કરી સર્વ પ્રકારના અન્નને પ્રાપ્ત કરે છે, એટલે દેહ યુક્ત જીવને પવિત્ર અન્નની સદા પ્રાપ્તિ થાય છે અને રસ રૂપ પ્રભુ તેને માતાની માફક ધીરે ધીરે પોષણ કરી પોતાના અનુભવને માટે અધિકારી બનાવે છે; પછી તે જીવાત્મા સદા સર્વદા ભગવદ્ રસથી તૃપ્ત થાય છે. એવી ભાવના કરવી.

## ૮ अघमर्षण मन्त्र.

**ॐ द्रुपदादिव मुमुचानः स्विनः स्नातो मलादिव पूतं पवित्रेणे वाज्य मापः शुन्धन्तु मैनसः**

**सान्वयपदार्थः**—( પગમાં પહેરેલી ) द्रुपदात् ( પાદુકાથી ) इव ( જેમ ) ( પુરૂષ પાદુકાની ઉપાધિથી છુટો થાય છે ) मुमुचानः ( છુટો થાય છે ) स्विन्नः ( પરસેવાવાળો મનુષ્ય ) स्नातः ( સ્નાન કરવાથી ) मलात् ( મેલથી ) इव ( જેમ ) आज्यं ( ઘી ) पवित्रेण ( પવિત્ર વસ્ત્રવડે ગાળવાથી ) इव ( જેમ ) पूतं ( પવિત્ર )

( થાય છે ) ( એવીજ રીતે ) आपः ( હે જળ સ્વરૂપ બ્રહ્મ ) मा ( મને ) एनसः ( પાપથી ) शुन्धन्तु ( શુદ્ધ કરો. )

**ભાવાર્થ**—પત્રમાં પહેરેલી પાદુકાથી છૂટો થયેલ પગ જેમ પાદુકાની ઉપાધિથી મોકળો થાય છે અને જેમ શરીરમાં પરસેવો આવવાથી શરીર સ્નાન કરવાથી શુદ્ધ થાય છે અને જેમ ઘૃત તપાવવાથી શુદ્ધ થાય છે. તેમ હે જળરૂપ ब्रह्म મ્હને પાપોથી મુક્ત કરો.

**ભાવના**:—જમણાં હાથમાં જળ લઇ નાકના જમણા છિદ્ર આગળ રાખી ઉપરનો મંત્ર મનમાં બોલી તે નાસિકા દ્વારા રેચક સરવો--બહાર કાઢવો. પછી તે જળને જોયા વગર ડાબી બાજુએ જોરથી ફેંકી દેવું, અને એવી ભાવના કરવી કે તે જળમાં નીકળેલા પાપ પુરૂષના હજારો કટકા થઈ ગયા.

**આચમન**

**ॐ केशवायनमः स्वाहा ॐ नारायणायनमः स्वाहा**

**ॐ माधवायनमः स्वाहाः ( ॐ गोविंदाय नमः )**

તે પછી ગાયત્રી મંત્ર સાથે ત્રણવાર સૂર્યનારાયણને અર્ઘ આપવો.

## ९ सूर्य उपस्थान्.

**ॐ उद्वयन्तम सस्परिस्वः पश्यन्न उत्तरम् ।**
**देवं देवत्रा सूर्यपगन्म ज्योति रुत्तमम् ॥१॥**

ઉપસ્થાન શબ્દનો અર્થઃ--ઉપ-નજદીક અને સ્થાન-બેસવું એટલે સૂર્યરૂપી પરમાત્માની સમીપ બેસવું તે.

सान्वयपदार्थः—देवत्रा ( ભગવાનવડે રક્ષિત થયેલા અને ) परि (ચોતરફ) स्वः ( સ્વર્ગલોક ) पश्यन्तः ( જોતાં ) वयं (અમે) उत्तमम् ( સર્વોત્તમ ) ज्योति ( પ્રકાશરૂપ ) देवं ( શ્રીકૃષ્ણદેવ ) सूर्यम् (સુર્ય ભગવાનનું ) उद् ( અત્યંત ) अगन्मः ( ધ્યાન ધરીએ છીએ )

**ભાવાર્થ**—ભગવદ્ સમીપ બેસવુ ઘણી કઠણ વાત છે. દરરોજ સંધ્યા કરતી વખતે આ ઉપસ્થાન મંત્રનો અર્થ વિચારી મન ઉપર અર્થના રહસ્યની ધારા વહેવડાવવાથી મન ધીરે ધીરે શ્રીભગવદ્ નિકટ બેસવા સમર્થ થઈ શકશે. આ મંત્રમાં એટલી શક્તિ છે કે જે ભાગ્યશાળી પુરૂષ ધ્યાનપૂર્વક મંત્રોચ્ચાર કરશે તો મનને પ્રથમ પ્રકૃતિનાં પદાર્થોમાંથી ખેંચી એટલે શરીરમાંથી પછી જીવાત્માના દિવ્ય પ્રકાશનું અનુભવ કરી શકે છે. પછી ત્યાંથી ઉપર ચડે છે ત્યારે પરમાત્મા નિકટ જાય છે જયાં તેને કેવળ ભગવદ્ સ્વરૂપનો અનુભવ થાય છે. આ પ્રથમ મંત્રમાં પુરૂષના મનને ત્રણ અવસ્થાનું ભાન થાથ છે.

क. १ उद वयं नमसस्परि ।

२ स्वः पश्यंत उत्तरम् ।

३ देवं देवत्रा सूर्यमगन्म ज्योति रुत्तमम ।

**અર્થ:**—૧. અમે પ્રકૃતિને ભેદી ઉપર ચડવા શક્તિમાન થઇએ, એટલે મનનો અંધકાર નાશ થાય જેથી પ્રકૃતિ–દુનિયાના અને સ્વર્ગના પદાર્થ–માંથી મન ખેંચી કોઇ બીજી નિર્ગુણ ઉચ્ચ–અવસ્થામાં પ્રવેશ કરીએ.

૨. અધિક ઉત્તમ પોતાના જીવાત્માના તેજનું અનુભવ કરતાં કરતાં ઉપર ભગવદ્‌લોકમાં સ્થિતિ કરીએ.

૩. ઉત્તમોત્તમ–સર્વથી શ્રેષ્ઠ–જ્યોતિને પ્રાપ્ત કરીએ એટલે ભગવદ્‌ સમીપ આવીએ જેથી ઉત્તમ કોઈ બીજી વસ્તુ નથી. એટલે પ્રથમ મન્ત્રનીજ ભાવનાથી પુરૂષ સૂર્ય–પરમાત્મા–નિકટ આવી પહોંચે છે.

**ख. ॐ उदुत्यं जातवेदसं देवं वहन्ति केतवः ।**

**दृशे विश्वाय सूर्यम् ॥२॥**

**સાન્વયપદાર્થઃ**—त्यम् (તે) जातवेदसं (જ્ઞાન સ્વરૂપ) सूर्यम् (આધિ દૈવિક સૂર્યને) देवं (દેવને) केतवः (કિરણો) विश्वाय (જગત માટે) उद् (ઉત્કર્ષથી) दृशे (પ્રકાશને માટે) वहन्ति (ધારણ કરે છે).

**ભાવાર્થ:**—સૂક્ષ્મ પદાર્થ માત્રને યથાર્થ રીતે જાણનારા સર્વજ્ઞ ભગવાનને જ્ઞાની લોકો પ્રાપ્ત કરે છે અને તે ભગવદ્‌ સ્વરૂપનો યથાર્થ બોધ પણ તેઓ કરી શકે છે.

**ग. ॐ चित्रं देवाना मुदगादनीकं चक्षुर्मित्रस्य वरुण**

स्याग्नेः ॥ आप्राद्यावा पृथ्वी अन्तरिक्ष ँ सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥३॥

सान्वयपदार्थः—देवानाम् (દેવતાના) अनीकं (સમૂહરૂપ) मित्रस्य (મિત્ર દેવતાના) वरुणस्य (વરૂણ દેવના) अग्ने (અગ્નિદેવના) चक्षुः (ચક્ષુરૂપ) (આ સૂર્ય) चित्रं (વિચિત્રતાથી) उदगात् (ઉદય પામે છે) च (અને) जगत (જંગમ જગતના) तस्थुषः (સ્થાવર-જગતના) आत्मा (આત્મ સ્વરૂપ) सूर्यः (સૂર્ય) આધિ દૈવિક સૂર્ય પોતાની નિર્ગુણ કાન્તિથી) अन्तरिक्षं (અન્તરિક્ષને) द्यावापृथ्वी (સ્વર્ગ અને પૃથ્વીને) आप्राः (પૂર્ણ કરતા).

ભાવાર્થ:—સમગ્ર જગતના નેત્ર સ્વરૂપ કાંતિમય-કિરણ-પુંજ-સ્વર્ગ પૃથ્વી અને આકાશને સ્વકિરણો સાથે વ્યાપ્ત કરનાર અને સ્થાવર જંગમ વિશ્વના અંતરયામી એવા સૂર્ય-બ્રહ્મ-આપ આશ્ચર્ય યુક્ત મ્હારા હૃદયમાં ઉદય થઇ મ્હારા અજ્ઞાન અંધકાર ને હરણ કરી લ્યો.

૪. ॐ तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् ॥ पश्येम शरदः शतं जीवेम शरदः शतं शृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरद शतात् ॥४॥

सान्वयपदार्थ—तत् ( તે ) चक्षु ( નેત્ર સ્વરૂપ ) देवहितं

(દેવતાનું હિત કરનાર) शुक्रं ( શુદ્ધ ) पुरस्तात् ( પૂર્વ દિશામાં ) उच्चरत् ( ઉદય પામતું ) (જે સૂર્યનું તેજ છે તેના ઉપસ્થાનથી) शतं (એકસો) शरदः (વર્ષ) पश्येम् (જોઇએ) शतं (એકસો) शरद (વર્ષ) जीवेम (જીવીએ) शतं शरदः ( સો વર્ષ ) शृणुयाम ( સાંભળીએ ) शतं शरद ( સો વર્ષ ) प्रब्रवाम ( બોલીએ ) शतं शरदः (સો વર્ષ) अदीना ( તુચ્છ, દીનતા રહિત ) स्याम (થઇએ) भूयः ( ફરીથી વધારે ) शतात् ( સોથી વધારે ) शरदः (વર્ષ) (જીવીએ, જોઇએ, સાંભળીએ ઇત્યાદિ )

**ભાવાર્થ:**—હમણાં આ ચોથા ઉપસ્થાન મંત્રના ઉચ્ચારથી સંધ્યા કરનારો કહે છે કે તે દિવ્ય પવિત્ર તેજ મારી અંદર પ્રકટ થઇ ગયો છે અને કહે છે કે તે ભગવદ્ સ્વરૂપ વીર્યવાન છે, અને સત્ય નેત્ર-જ્ઞાન પણ એજ છે. એવી દિવ્ય દૃષ્ટિ તેની થાય છે. અને તે પરમ શ્રદ્ધાથી કહે છે કે—

૧ હું સો વર્ષ પર્યંત જીવિત રહી દિવ્ય દૃષ્ટિ સાથે આપશ્રીના મહિમાનું નિરીક્ષણ કરીશ.

૨. સો વર્ષ પર્યંત પૂર્ણ આયુષ્યનો અનુભવ કરી ઉચ્ચ પુરૂષાર્થ કરીશ.

૩. સો વર્ષ પર્યંત શ્રવણ શક્તિ સાથે દિવ્ય જ્ઞાન સુધા રસનું પાન કરીશ.

૪. સો વર્ષ પર્યંત તે રસિક જ્ઞાનનું દાન અધિકારી જીવોને કરતો રહીશ.

૫. સો વર્ષ પર્યંત અદીન બળવાન રહીશ. નહિ માત્ર એટલું પણ સો વર્ષથી પણ અધિક આયુષ્ય પ્રાપ્ત કરી ઉચ્ચ પુરૂષાર્થ કરતો રહીશ.

# १० गायत्रीस्वरुपनुं स्मरण.

ॐ तेजोऽसि शुक्रमस्यमृतमसि धामनामासि ॥
प्रियं देवाना मना धृष्टन् देवयजनमसि ॥

सान्वयपदार्थ—तेज (તેજપુંજ) असि (છો) शुक्रम् (પ્રકાશ. નિર્મળ જ્યોતિ) असि (છો) अमृतं (અમૃતપદ) धाम (સ્થાન) नाम (પરમ પ્રભાવશાળી) असि (છો) देवानां (દેવોના) अनाधृष्टम् (સર્વોત્તમ) प्रियं (શ્રેષ્ઠ પ્યારા) असि (છો) देवयजनम् (દેવપૂજ્ય) असि (છો).

**ભાવાર્થ:**—હે ગાયત્રી સ્વરૂપ परब्रह्म આપ સર્વ પ્રકાશના કારણ છો. આપ અલૌકિક પ્રકાશ સ્વરૂપ છો. આપ મન સાથે ધ્યાન કરવા લાયક છો. આપના ભક્તોનાં પણ મંગળ દર્શન કરી સુજ્ઞ પુરૂષો તેઓને નમે છે. આપ દેવ પ્રિય છો. આપનું દેવતાઓ પણ યજન કરે છે. એવી રીતે એકાગ્રતા પૂર્વક સ્મરણ કરી ગાયત્રી મંત્રનું પ્રેમ સાથે જપ કરવો. હવે ગાયત્રી એટલે શું?

गायन्तम् त्रायते यस्मात् इति गायत्री उच्यते ॥

**અર્થ**:—ગાનારની-ગાયત્રી મંત્રનું જે ગાન કરે છે તેની-જે રક્ષા કરે છે તે ગાયત્રી કહેવાય છે.

ગાયત્રી મંત્રનું રહસ્ય સાથે જપ કરનારાઓમાં અપૂર્વ ઉત્સાહ, અપૂર્વ જ્ઞાન અને અપૂર્વ અમાનુષિક શક્તિ વધે છે.

## ११ प्रभु पासेथी क्षमा याचना.

**यदक्षरं पदभ्रष्टं मात्राहीनं तु यद्भवेत् ॥**
**तत्सर्वं क्षम्यतां देव प्रसीद परमेश्वर ॥**

सान्वयपदार्थ—परमेश्वर (હે પ્રભુ) यत् (જે) अक्षर (અક્ષર) पद (પદ) मात्रा (માત્રા) भ्रष्टं (અપભ્રંશ) हीनं (રહિત) यद्भवेत् (જે થાય) तु (ખરેખર) तत् (તે) सर्वं (સર્વને) क्षम्यतां (ક્ષમા કરો) देव (ભગવાન) प्रसीद (પ્રસન્ન થાઓ)

**ભાવાર્થ**—હે કરૂણાળુ પ્રભુ ઉપરની સંધ્યા વિધિહીન અથવા મંત્રોના અક્ષર, પદ, માત્રા રહિત ઉચ્ચાર થઇ ગયો હોય તો હે દેવ તે માટે હું ક્ષમા યાચું છું. પ્રભુ પ્રસન્ન થાઓ !

## १२ संकल्प मन्त्र.

**ॐ अनेन प्रातः संध्याख्येन । कर्मणा श्रीभगवान्सर्वात्मक प्रीयतां नमम ॥**

**ભાવાર્થ**—નિષ્કામ વૃત્તિથી કરેલી આ પ્રાતઃસંધ્યા કર્મ સર્વાત્મા ભગવાનને પ્રિય થાઓ તે માટે નમન કરીએ છીએ.

**આચમન.**

**ॐ केशवायनमः स्वाहा   ॐ नारायणायनमः स्वाहा**

**ॐ माधवायनमः स्वाहा   (ॐ गोविंदायनमः)**

**ॐ तत्सत् श्रीकृष्णार्पणमस्तु ॥**

**ॐ शान्ति !   ॐ शान्ति ! !   ॐ शान्ति ! ! !**

**સર્વેન્દ્રિય સ્પર્શ કરવો** એટલે સંધ્યોપાસના કર્યા બાદ તે પોતાના તેજોમય કર કમળો વડે ધીરે ધીરે પોતાની સર્વ ઇન્દ્રિયોનો સ્પર્શ કરી ઇન્દ્રિયોને ચેતનમય કરવી.



# ✻✻✻ કીર્તન. ✻✻✻

## પ્રભુને જગાડવાનું પદ.

—•—

### ભૈરવ.

નંદનંદન તુમ જાગો (૨)

પ્રાતઃ ભયો, ભાનુ ઉદયો, અબતો નિદ્રા ત્યાગો. નંદનંદન૦

પક્ષી ગુંજજે, નવનિકુંજજે, ઉઠકે નવનીત માગો. નંદનંદન૦

કૃપા નિધાન, ભક્તિ વિધાન, સ્નેહ શ્રીમુખમેં લાગો. નંદનંદન૦

છોડો શૈયા, શુભગ કનૈયા, ભરે ભુજસુંદર આવત આગો. નંદનંદન૦



# ગુરૂસ્તવન્

## આશાવરી.

અવનિ મધ્ય, અગ્નિરૂપ
વદન ચંદ કૃષ્ણ ભુપ. અવનિ૦
દૈવ જીવ દરસ દેત, હરત તાપ શરણ લેત,
અંઘ્રિ પદ્મ સેવ સુહેત. અવનિ૦
વિરહ દગ્ધ, તૃષિત ભક્ત, સ્વાદ લેત સુધા સેત;
કરત વૃષ્ટિ કુસુમ શ્વેત. અવનિ૦



## શ્રીયમુનાજીનું પદ.

જા મુખતેં શ્રી યમુને યહ નામ આવે. જામુખતે.
તાપર કૃપા કરે શ્રીવલ્લભ પ્રભુ,
સોઇ શ્રીયમુનાજીકો ભેદ પાવે. જામુખતે.
તનમન ધન સબ લાલ ગિરિધરનકો,
દેકે ચરન બ્બ ચિત લાવે. જામુખતે.
છીતસ્વામી ગિરિધરન શ્રીવિઠ્ઠલ,
નેનન પ્રગટ લીલા દિખાવે. જામુખતે.



# મંગલ ભોગનું પદ.

## બિલાવલ.

કરત કલેઉ નંદકિશોર (૨)

શ્વેત દુગ્ધ ઔર માખન મિશ્રી, ઉપર સુંદર ઠોર. કરત૦

માતૃ ચરણ પ્રફુલ્લીત ભઇ નિરખત,

(ઔર) વ્રજ ભક્તનકે ઓર

સુંદરદાસ નિરખ અમૃત મુખ

નૃત્ય કરત મન મોર. કરત કલેઉ૦



# મંગલા આરતિકે પદ.

## ભૈરવ.

મંગલ આરતિ શ્રીગોપાલકી (૨)
નિત્ય પ્રતિ મંગલ, હોત નિરખ મુખ,
ચિતવની નયન વિશાળકી. મંગલ૦
મંગલ રૂપ શ્યામ સુંદરકો, મંગલ ભ્રકુટી સુભાલકી;
ચતુર્ભુજ પ્રભુ સદા મંગલ નિધિ,
બાનિક શ્રીગિરિધર લાલકી. મંગલ૦



## શ્રીકૃષ્ણ ધ્યાન

### ધ્રુપદ.

(શ્રી) કૃષ્ણ ધ્યાન, સુખ નિધાન
પૂર્ણ કામ, શાન્તિ ધામ. કૃષ્ણ૦
ગોવિંદ ચંદ્ર, ગુણ નિધાન,
પ્રેમ રૂપ, ઠામ ઠામ;
ચિત ચકોર, માન માન,
સત્ય જાણ, એજ ધ્યાન. કૃષ્ણ૦
સુધા રૂપ, સુંદર શ્વાસ
દેત જીવ, અભય દાન,
રટત નામ, દિવસ યામ
સુંદર દાસ, શ્યામ શ્યામ. કૃષ્ણ૦



